ગુજરાતી

# सुंदर मनपशन गायन

## સંગ્રહ.

તેમાં લાવણીઓ, ગરબીઓ, રાગો દોહરા ગીત,
વસંત રેખતા ઠુમરી પોસા સાખીઓ વીગરે.

છપાવી પ્રસિદ્ધ કરનાર
બુકશેલર મગનલાલ દેવચંદ



આવૃતી ૧ લી પ્રત ૧૦૦૦.



અમદાવાદમાં.
રીચીરોડ ઉપર કાજી કુરેશીની પોળમાં લવાર
નથુ પાનાચંદના મકાનમાં શા. મગનલાલ
દેવચંદે પોતાના સૂર્યપ્રકાશ પ્રેસમાં છાપી.
સને ૧૮૮૬ સંવત ૧૯૪૨
કીમત ૬ આના

# અનુક્રમણીકા.

# ગુજરી.

કે કાબુલસે બાદશાહ ચડે ને સાથી દીલ્લીકા દીવાનરે,
કે બાદશાહ ઉતરે બાગમે મેં કયા મસ દેખન જાઉરે;
કે હાથમેર લેઉ લાલ માટલી કદોવણ હોકે જાઉરે.
કે બાદશાહ ઉતરે બાગમે મેં કયા મસ દેખન જાઉરે,
કે હાથમેરે લેઉ લાલ બેડલું પનીહારણ હોકે જાઉરે;
કે બાદશાહ ઉતરે બાગમે મેં કયા મસ દેખન જાઉરે,
કે હાથમેરે લેઉ લાલ લાકડી ગોવાલણ હોકે જાઉરે;
કે બાદશાહ ઉતરે બાગમે મેં કયા મસ દેખન જાઉરે.
કે હાથમે લેઉ ફુલ છાબડી મેં માલણ હોકે જાઉરે,
કે ફુલફગરનો ધાઘરો સાળુડે કસબી કોરરે,
કે કલ્લાં કાંબી આણવટ બીછુવા ઝાંઝરનો ઝમકારરે;
કે હાથે બાજુબંધ બેરખા ને એની દશે આંગળીએ વેઢરે,
કે કાને કલાફુલ શોભતાં ને એને કાને ઝબુકે ઝાલરે.
કે કોટે તે પાટીયાં સોભતાં એને કંઠે એકાવળ હારરે;
કે લીલારે જગનુ કાપડું એને જગ મોતીનો હારરે;
કે નાકે તે વાળીયો શોભતી એને ટીલડી તપે લેલાટરે,
કે બાલે બાલ મોતી પરોવ્યાં જાણે ઉગ્યો સુરજ બાણરે,
કે છોટી મટકીમાં દહીં જમાયો દુધ લીયો મણ ચારરે;
કે ચલી ગુજરીયાં દહીં બેચનકુ, ચલી બાદશાહકે દરબારરે.
કે અપર લ્યો કોઈ મધપર લ્યો કોઈ લ્યો ને મીઠડાં દુધરે,
કે મારુંરે કેવે સુણો બાજરીયાં લશ્કરમે મત જાવરે;

કે દીલી શેહેરકા બાદશાહ તુજે રખે ગોખલ માંહરે,
કે માલનાં વારયાં નાકરે વહુ મહી વેચવાને જાયરે.
કે હાટે મોહ્યા હાટ વાણીયા ને ચોરે મોહ્યાં ચોખદારરે,
કે જે દરવેસો મોહી રહ્યા ને બાદશાહ સરખા મોહરે;
કે ચલી ગુજરીયાં મહી બેચનકુ બેઠી લાલ બજારરે;
કે સીપાઈ બીચારે ચાડી લગાઈ જીવ જાન હુવા હેરાનરે.
કે અપને લસ્કરમે એસી મહીયારીને એસા નકોઈકા હુવેરે
કે બાદશાહકુતો ખબર હુઈને ગુજરી દેખન આયરે;
કે અલીયાંરે ગલીયાં કયા હીરનાઘોરી પેઠો પડદા માંહરે.
કે પડદેમે બેઠી મોજ કરો ગોરી ચાવો નાગર પાનરે;
કે અલીયારે ગલીયાં બોહોતભલી તેરે પડદેકુ લગાદઉ આગ,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબર,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે કાથ કથીરમાં કયા પેહેરના ગોરી પેનો સોના શેરરે.
કે કાથ કથીં મેરે બોહોતભલી તરે સોનેકુ લગાદઉ આગરે;
કે હીંદવાણી તુ હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે કાળી કામળમે કયા ઓઢણા ગોરી પેહેરો દક્ષણી ચીરરે
કે કાળીકામળ મેરે બોહોતભલી તરે ચીરકુ લગાદઉ આગર.
કે હીંદવાણી તુ હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે ઘેરા સુઆશમે કયા ખાના ગોરી ખાવને નાન પુલાવરે;
કે નાન પુલાવમેં કયા ખાના મેરા હિંદુકા અવતારરે;

કે હીંદવાણી તુ હરામ જાદી બાદશાહકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે મકનારે હાથી અજબ બન્યા ને ગોરી હાથી દેખન આવરે
કે તેરે હાથીમે કયા દેખના મારે ઘેર ભુરી ભેંસરારે,
કે ટંકે સવામણ દુધ કરે તારા હાથીયો ભલેરી મારી ભેંશરે
કે દહી દુધકી નદી ચલાઉ માખણકી બાંધુ પાળરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે શુણ ગુજરી તમ શુંણો અમારી બાતરે.
કે મેરા કુંવર ગોરી અજબ બન્યા ગોરી કુંવર દેખન આવરે
કે તેરા કુંવરમેં કયા દેખના મેરી ગાયુંકા ગોવાળરે;
કે હીંદવાણી તું હરામજાદી બારાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે શુંણ ગુજરી તમ શુંણો હમારી બાતરે,
કે મેરીસોલસે રાણીઓ ખુબ બની તે રાણીયો દેખન આવરે
કે તારી રાણીમે કયા દેખના મેરે પાણી ભરે પનીહારરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ શુણો હમારી બાત;
કે મેરા ઘોડા અજબ બન્યા ગોરી ઘોડા દેખન આવરે
કે તેરે ઘોડેમે કયા દેખના મેરે ઘેર ગવરી ગાયરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે શુણ ગુજરી તમ શુણો હમારી બાતરે;
કે મેરી મુછો અજબ બની ગોરી મુછોપર માહી આવરે.
કે તેરી મુછોમે કયા દેખના મેરા બકરા જેસા પુંછરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે;

કે બાદશાહ કેવે શુંણુ ગુજરી તમ શુણો હમારી બાતરે.
કે કીયું તમારૂ સાસરૂ ને કીયા પુરૂષ ઘેર નારરે
કે ઘટ ગોકુળ મારૂ સાસરૂ ને ચંદ્રા પુરૂષ ઘેર નારરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે શુણુ ગુજરી તમ સુણો અમારી બાતરે
કે કોણુ દેશકી ગોવાલણી ને શુ છે તારૂ નામરે;
કે ઘટ માંડવકી ગોવાલણી ને મેના ગુજરી મારૂ નામરે
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે શુંણુ ગુજરી તુમ શુણો હમારી બાતરે
કે છોટી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા કયા હોય મુલરે
કે છોટી મટકીકા મુલ કરૂ તો તેરી શુદ્ધ બુદ્ધ જાવે ભુલરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે શુંણુ ગુજરી તમ શુણો હમારી બાતરે.
કે દુસરી મટકીકા મુલ કરોને ગોરી ઊસકા કયાહોય મુલરે,
કે દુસરી મટકીકા મુલ કરૂ તેરી સોલસે રાણીઓ દુલરે
કે સોલસે રાણીઓ સજ કરૂ તેરા કોઇના લેવે નામરે,
કે હિંદવાણી તુ હરમાજાદી બાદસાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે શુણુ ગુજરી તમ શુણો અમારી બાતરે;
કે તીસરી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા કયા હોય મુલરે
કે તીસરી મટકીકા મુલ કરૂ તેરા મકના હાથી દુલરે;
કે હીંદવાણી તુ હરામ જાદી બાદશાહકુ દેવે જવાબરે
કે બાદશાહ કેવે શુણુ ગુજરી તમ શુણો અમારી બાતરે;
કે ચોથી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા કયા હોય મુલરે,

કે ચોથી મઠંડીકા ગુલ કરૂ તારી સારી ઢીલી હુલરે;
કે હીંદવાણી તુ હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે શુણ ગુજરી તમ શુણો અમારી બાતરે,
કે તેરા રૂપ તો કીને દીયા જાણુ સોની ઘડે સોનારરે;
કે અલ્લામીયાંને મુજે રૂપ દીયા મેરા કરમ કરે કીરતારરે.
કે હીંદવાણી તુ હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે શુણ ગુજરી તમ શુણો અમારી બાતરે;
કે ગલબલ ગલબલ કયા બોલતી ગોરી બોલો સમજકી બાતરે
કે અકડ છકડ ગોરી કયા બોલતી કાંઇ છુકડ લગાવું દોયારરે
કે તુ નવ જાણીશ એકલી મારા ગુજર ચડે નવ લાખરે
કે હીંદવાણી તુ હરામ જાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે શુંણુ ગુજરી તમ શુણો અમારી બાતરે;
કે મારૂ તમાચોને ઉડજાય પઘડી મુખડાં હો જાય લાલરે;
કે ટકે ટકે તેરા ટટુ બેચાઉ દમડીકા દસ ઊંટરે,
કે ટકે ટકે તેરી ઢાલ બેચાઉ ને દો કોડી તલવારરે;
કે બાદશાહકુ તો ગુસ્સા લગાને ડાલી બેડી માંયરે;
કે હાથે ડાલીરે હાથ કડીયાને ઇસકુ હાથીપર બેઠલાયરે
કે હાથીકે હોદેપર બેઠી ઉસકા કોઇ ન લેવે નામરે;
કે બ્રામણ વીરા વિનવું તને આલુ હઇયાનો હારરે.
કે કાગળ જઇને આપજે મારા હીરા દીયરને હાથરે;
કે હીરીએ કાગળ વાંચીયોને ભાઇ ગુજરી પડી બેડી માંહીરે;
કે ચંદ કાગળ વાંચીયોને ગુજરી પડી બેડી માંહીરે.
કે છો પડી ભાઇ પડવા દો કાંઇ એવી લાવીશું બેગારરે,

કે તાણી બાંધો ભાઇ ઢાલ તરવારોને તાણી બાંધો હથીયારરે;
કે સુરા હોયસો સંગ ચલોને નહી કાયરકા કામરે.
કે કેસરીયા ભાઇ વાઘા પેહેરાને હો જાઓ લાલ ગુલાલરે.
કે ત્યાંથી હીરીઆ દોડી આને ગયો તે ઘોડાની પાસરે,
કે તાણીને બાંધો તંગડાને ઢીલી મેલો લગામરે;
કે દીલી જીતીને ઘેર આવું તો રેવંત મારૂ નામરે.
કે હીરીઆ ઘોડે એકજ ચઢયો ને ગુજર ચઢયા નવ લાખરે
કે ચંદો ઘોડે એકજ ચઢયોને ગુજર ચઢયા નવ લાખરે,
કે હીરીઆ ઘોડો ખેડીઓને ઘોબી મારયા પચાસરે;
કે લેજે ભવાની ભોગ આતો ગુજર કેરો રોગરે.
કે ચંદ્ર ઘોડો ખેડીઓને જાય દીલ્લી મેદાનરે,
કે હીરીઆ પેઠો શેહેરમાંને કંદોઇ નાઠા જાયરે;
કે તાપોકી ધમરોળ હુઇ ને હુવા અંધારા ઘોરરે.
કે બાદશાહકુ તો ખબર નહીને રઇયત નાઠી જાયરે,
કે સુતા બાદશાહ જાગજે તારે નગર પડયો ભેંકારરે;
કે સુતો બાદશાહ જાગીઆ ભાઇ કયા હોતા ધમરોલરે;
કે સુતો બાદશાહ જાગીઓને મુગલ ચઢયા બાણુ લાખરે;
કે તાંબાની નોબત ગડેગડે ને જેના ઢમકે વાગે ઢોલરે.
કે ફાગણ સુદ ચઉદસને દહાડે મામલો મચ્યો જોરરે;
કે ગુજરી રહીને બોલીયાં ને બોલ્યાં એકજ બોલરે;
કે હીરીઆ પેહેરે કાચળી ને હથીયાર મુજને આલરે;
કે બાદશાહ સાથે એસી લડુ મેરા જુગમે હોજાય નામરે,
કે તલવારે તાળી પડે ને બરછી ચાવે પાનરે,

કે અગાડી પછાડી દેરા તાણો ને બીચમે રખો મેદાનરે;
કે વચમાં રાખો ગુજરી બાઇ જે જીતે તે લઇ જાવરે,
કે હીરીયોનેચંદીયો બોલીયા રાજા સાંભળો અમારી વાતરે'
કે પેહેલો ઘાવ તમો કરો ને અમે તમારી રઇતરે;
કે પેહેલો ઘાવ બાદશાહે કીધો ગુજર લશ્કર માંહરે,
કે હીરીઓ ચંદીઓ ધુસ્કે થયા જેમબકરામાં પડીયા વાઘરે
કે તલવારોની તાળી પડે ને લોહીનો વરસો મેઘરે,
કે તમારી ગુજરી તમને સોંપી ગુજરી અમારી બેહેનરે;
કે ત્યાંથી ગુજરી ચાલીયાં ને ગયાં સાશુને ઘેરરે,
કે સાશુ મેણાં બોલીયા વહુ જાઓ બાદશાહને ઘેરરે;
કે આ વહુઅરને જવા દો ને હું બીજી પરણાવુ કાલરે,
કે આ વહુઅરને જવા ન દઉ મારા ગુજરનો પત જાયરે,
કે ત્યાથી ગુજરી ચાલીયાંને ગયાં નણંદને ગેરરે,
કે નણંદલ મેણાં બોલીયાં ભાભી જાઓ બાદશાહને ત્યાંરરે
કે ત્યાંથી ગુજરી ચાલીયા ને ગયાં તે પાવા ધઢરે;
કે પાવા તે ધઢમે અલોપ હો ગઇ માહાકાળી કહેવાયરે,

---

## મિશરિ.

કે આઠ કુવા નવ વાવડીજી સોલસો પનીહાર.
ઉસમે કુન ગોરી પતલી ઓ મીસરી;
પતલી કમર લંબે બાલ.
કે ઘાટ ઘડુલો ચંટીઓજી પીડી લાલ ગુલાલ.

કાતન વાળો પતલી એ મીસરી
લળી લળી નાખે તાર.
કે એડીની ગેડી કરૂજી કેડોની કરૂ કમાન,
નઇણાના કરૂ બે બાલકા એ મીસરી;
પાકુ ચતુર શુજાણ.
કે ચતુર પુરૂષની ગોરડીજી હશી હશી ઉતર દેશ,
મુરખ પુરૂષની ગોરડી એ મીસરી;
રોઇ રોઇ ઉતર દેશ.
કે હસત જોબન બસતજી રૂવે તો કજલે ડોા જાય,
એસો પીયારો મેરો સાયબો એ મીસરી;
સાંજ પડે ઉડ જાય.
કે દાડમ શુકે દહાડીએજી ઘેર શુકાય ઘર નાર,
બાપ ગેર શુકાય બેટડી એ મીસરી;
હીણા પુરૂષ ગેર નાર.
કે રાજવણ બેઠી રાજમેજી બને ઉધાડા કેસ,
ઘશ જોબનકે કારણે એ મીસરી;
દીલી બેઠાતી લેશ
કે તેરી દીલીને મેરા આગરાજી તરે મેરે કાયકા સનેહ,
તેં ચમકાવી વીજળી એ ઘાબીડા;
મેં વરસાવ્યો મેહ
કે ઘરના ગોડા ચઢેજી નગર લીયો કેમ જાય,
કેઇ મારી સાહેલીએ ભોળવ્યો એ મીસરી;
નિત્ય ઘર ભુલી જાય.

પ્રસન થઈ ઘણું કામની, બોલી મુખે વાણી; કો નર આ વી પોહોતા સહી, દાશી દો જઈમાન. તેડી લાવો મુજ આગળે, આપો ફોફળ પાન ૨. એવાં વચન દાશી સુણી, ઉતરયા તેનીવાર; સોળ સજ્યાછે શોભતા તેની સોભાનો નહીં પાર જુહાર કરયા નીચી વળી, બોલી મુખથી વાણ; ભલે પધારયા રાજવી છોજી ચતુર સુજાણ,૪ શેઠાણી મારી તેડે સહી. તેણે મોકલ્યાં બીડાં પાન; ચતુરને ચતુર મળે, એમ કહીને દીધું માન.૫ તેડી ગઈ તે તારૂણી, ચારે ચતુર સુજાણ; બેઠક મધ્યે લાવી સહી. ત્યાં શોભે ઉદીઓ ભાણ. ૬ પાટ પરવાળી તણા,જડીત હીંડોળા ખાટ; એ વિશ્વ કરમાએ રચના રચી, ઘણી શોભાછે ઘાટ ૭ એક વીનતા બેઠી દીઠી તહી તેની શોભનો નહીપર; જેવી કાને સુણી હતી, તવી સુંદર નાર. ૮ મૃગ નેણી કટી કેશરી શોભે શુકલ અવતાર;જાણે વી જળી ઝબકી રહી,વદન કમળ આકાર, ૯ ઘણી ચપળતા નારની બુધ તણી ભંડાર સોળ વરસની સુંદરી, દેખેછે ચ તુર નર ચાર, વીનતા ઉઠી ઉભી થઈ, બોલી હારા વચન, ભલે આવ્યા પરથી પતી, ઘણું રીઝ્યુ મારૂમન,

ચોપાઈ—વીનતા ઉઠી ઉભી થઈ; જોતાં ચારની શુધ ના રહી; આપી ખુરશી દીધાં માન, તે વીનતાએ આપ્યાંપાન કંઠે નેત્ર ચપળતા કરી, ચીત ચારેનાં લીધાં હરી, ચારે ચ તુરાઈ ભુલી ગયા, જોઈ વીનતાને વ્યાકુળ થયા, વીનતા બોલી મધુરીવાણ, ભલે પધારા ચતુર સુજાણ, કાંઈ આ જ્ઞા હમને દીજીએ, તમે કહો તે અમે કીજીએ, એવાં વચ

વીનતાનાં સુણી, ચારે જણે વાણી ભણી; ભાગ્ય રૂપઇ પાસે છો તમો; તે કારણ પુછીએ અમો; તારે વીનતા બોલી વાણ સુણજો ચારે ચતુર સુજાણ મારે રમત રમવના કોડ પરણું તેહેની નરશું [illegible], ચોસર તણી રમતછે જેહ રમત રમ્યા આણી નેહ; [illegible] હારે સરતે દાસ થઇ તેની પાસે રહું જો નર હારે આ ઠાર તો તો કાઢી મુકુ બહાર; હારે તો દ્રવ્ય મુકીને જાય. જીતે તો મુજ સ્વામી થાય બતરીસ લક્ષણ તેનું કામ, મુરખ શું સમજે આ ઠામ એવાં વચન વીનતાનાં સુણી વીમાશણ થઇ ચારેને ઘણી; ગમે તેવી પણ આ અબર નાર, એને જીતતાં કેટલી વાર વારા ફરતી રમસે સહી જે જીતશે તે વરશે લઇ, એવો મનમા કરયો વીચાર, માંડી બાજી નવ લાગી વાર;

દોહરા—માંડયાં પાટ કંચન તણા, ચતુરંગી સોગટી સાર વીનતાએ ત્યાં મુકીયાં આવીને બેઠી નાર. બીલાડીને શીર દીપક ધરયો પછે બોલી મુખથી વાણ, હવે વારાફરતી રમો સહી, તમોએ ચતુર સુજાણ જીતે તેની હું તારણી હારે તેના લઉ દામ એમ કહી બેઠી સહી વીનતાં તેણે ઠામ, ૩ એવાં વચન વીનતાનાં સુણી રીસ ચડી અપાર, તે મધેથી ઉઠીઓ બેઠો સનમુખ નાર, ૪ ઘણે ઠેકાણે ફર્યા તમો તે આજ મુકશો માન એમ કહી પાશા ગ્રહયા, નાખ્યા તેણે ઠામ. ૫ સાચવે નજર એક એકની નાખ્યા જોઇને દાવ, ચાતુરી ચલાવે ઘણી રાખી મનમાં ભાવ; ૬ ગમે તેવી કરે ચાતુરી પણ પડે બે અવળા દાવ; વિનતાની બાજી થઇ જીતી તેને હઇડે હર

ખ નમાય એક હાથ બાકી રહ્યો જેપડે પાશાપોબાર, તોતો જીતે તારૂણી હારે રાજ કુમાર.

ચોપાઇ—પડયા પોબારને જીતી નાર, રાજ કુંવરહાર્યો તેઠા ર, ઉતરી ગયુ પછે મુખનુ નિર, આઘા જઇને બેસે વીર બીજો બાંધવ ઉઠયો મહી વીનતા સનમુખ બેઠો જઇ; તેણે પાસા લીધા હાથ, રમવા લાગ્યો વીનતા સાથ તે પણ હારયો જોતા શહી તેની હુંશ પણ પોહોતી નહી ત્યારે ત્રીજો બોલ્યો વાંણુ ઉઠી બેઠો ચતુર સુજાણ સુજને કોઇ જીતી નવ જાય, નથી હું કંઇ અબલા સાય એમ કહી પાસા લીધ; રમત હતી તે જાણી કંઇ બંધુ ચાતુરી કીધી સાર તે પણ જીતી લીધો સુંદરી ચારે નરનાં ઉતરયાં માન હળવા પડયા જેમ પીંપળ પાન; રાંકના જીત્યા જાણુ કોક હરાશે પુરના સઘળા લોક એવો મનમાં કરયો વીચાર; ફરી રમવા માંડયુ તે ઠાર ચચાર લાખની પાડી હોડ, શોળ લાખ ભરયા તે ઠોર શોળ ચારને લાવે શહી, નહીતો શોળની આશા નહી; એમ વીચારી પોતાને મન રમવાને બેઠા તે દિન વારાફરતી હારયા ચાર, જીતી ગુણકા નવ લાગી વાર; હાર્યો જુગારી ખમણુ રમે, ખુધીભ્રષ્ઠ થઇ તે સમે; વળી મનમાં કરી વિચાર વીનતા પ્રતે બોલ્યા ચાર હાથી ઘોડા ધનને માલ લખ્યા આપ્યુ તેને તત્કાળ; હારીએ તો સરવે દીજીએ, જીતીએ તો તારૂણી લીજીએ એમ કહી રમ્યા તે ઠાર, તે પણ જીતી લીધુ નાર કાંઇ હોડ ફાડો આ ઠાર, નાહીતો નીકળો મેહેલથી બહાર; સુણી વચન લાગ્યુ દુખ, બોલ્યા ચાર જાણ્યાતે સુખ. ચોથી રમત રમો

એ અમે કરીએ હોડ તે શુણજો તમો, જો હારીએ તો થઇ ગુલામ; નહીંતો તેને કરીએ એ કામ એમ કહીને રમીયા ત હિ વીનતા તે પણ જીતી ગઇ; ઝાંખા થઇને બેઠા ત્યાંહી; પછી વીનતાએ વાણી કહી,

દોહરા-હારયા ચારે ચતુર નર. હાથી ઘોડા ધનને માલ ગુલા મ ખત લખી અપીયુ; પછે કેદ કરયા તે ઠામ. ગઇ વાત ગાદરે લશકર પડયુ તે ઠાર, હાર્યા ચારે રાજવી જીતી ગુણ કા નાર ગુલામ થઇ તેતો રહયા, નવ પોતી મનની આશ એકે અરથ શારયો નહી, છેક થયા નિરાશ, એ વાત સરવે શુણી; પામ્યા મનમાં દુખ, નાઠું લશકર ત્યાં થકી, ઉતરયાં સ રવનાં મુખ, તાજલ મુખ રહયો એકલો બાકીએ તજીયું ઠામ દુખ ધરી મનમાં રહયો શુ કરવુ હવે કામ નામ બોળયું ચા રે બંધવે, લગાડી કુળને લાજ ગુલબંકાવળી લાવતાં કરે ગુલા મી કાજ. પરમેશ્વર પ્રતાપથી જીતી ગુણકાની જાત, છોડાવુ મુજ ભાઇને, પછે લખીત પદારથ વાત કરતા હરતા કીરતાર તું મુજથી કંઇ નવ થાય; એમ વીચારીમન વિષે, આવ્યો નગરી માંય શેરી ચઉટાને ચાવડી જોયા ચોક બજાર; ફરતો ફરતો આવીયો એક અમીરને દવાર. મોટો મહેલ નવટુંકી નો, ડુંગરે બેઠા દરવાન કોણ દેશથી આવીયા, શું છે ત મારૂ નામ; બત્રિશ લક્ષણ દીશો તમો, શું ધારોછો કામ. ત્યારે રાજ કુંવર મુખ બોલીયા, અમો મુશાફર જાત; આ મેહેલછે ભાઇ કોણ તણો, એટલી પુછુછુ વાત ત્યારે દરવાંને વાણી વદી; એ અમીર તણુછે ધામ; બુધિ ધણી બહુ ચા

ચુરી, પેર ઘણાછે દામ, ત્યારે રાજકુંવર મુખ બોલીયો એ
ક કરો મુંજ કામ; અમીરને જઇને કહો, એક મુસાફરઆ
વ્યો મુકામ, ઉમેદવાર મળવા તણો, ઘણી ઇચ્છો મન માં
ય, હુકમ કહોતો આવીએ, એમ કહો જઇને ત્યાંય;

ચોપાઇ—એવાં વચન દરવાને શુણી, ગયો ત્યાંથી અમી
રના ભણી સનમુખ રહીને કરી સલામ, પછી અરજ કરી
તે ઠામ મુસાફર આવ્યો એક દ્વાર તેમાં રૂપછે અપ
રંમપાર બત્રીસ લક્ષણી છે જાત તેણે એક કહાવી
છે વાત અમીર સાથે મળવું છે સહી, એવીતણે વાણી
કહી; એવાં દરવાનનાં સુણી વચન, હરખ્યું તેઅમીરનું મન.
તડી લાવો મારી પાસ, મોકલો તેડવાતરત દાસ; આવ્યો
સેવક તેણી વાર કરજોડીને કરયોજુહાર. અમીર અમારા તેડે
ત્યાંય, બેઠાં રંગ મેહેડીનીમાંયા; માટે ચાલો અમારી સાથ,
એમ કહીને જોડયાહાથસભાકરી બેઠા જયાંય રાજકુંવર પોહો
તો ત્યાંય; રાજરીતથી કરયો જુહાર. અમીર રીજયો અપર
મપાર મુખ રૂપ શોભે જાણે ઉગ્યો સુરજ એવું રાજકુંવરનુ
નુર ઘણી શોભાને રૂપ વીશાળ, તે જોઇ અમીરને ઉપન્યુ વ
હાલ, પાશે બેશાડી દીધુંમાન, મુકયાઆગળ ફોફળપાન, કયાં
થી આવ્યા ને કયાં રહો, કામ કાજ અમ સરણુ કહો, બા
ળ પણમાં જોબન વેશ, કેમ નીકળ્યા આવ્યા પરદેશ, રાજકુંવ
ર મુખ બોલ્યો બોલ, જાણે જીભ્યા અમરતની તોલ, પુરવ
દેશ વશુછુ અમો, પુછોછોતો સુણજો તમો, જાણેક્ષત્રી કેરા
તન, નથી પીતાને સજન ઉંચે આભ નીચે ધરતી સહી, એ

વીના બીજુ કોઈ નહી ઉમેદવાર ચાકરીનો જાણ,જ્યાં અજર ત્યાં રહેવું અહિરવાણ, જે ફરમવો તે કરવું કામ, બત્રીશ લક્ષણ મારૂ નામ. એવાં વચન અમીરે સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી, મુજ પાસેતમે સુખે રહો; મન ગમેતે મુશારો લ્યો. ખાઓ પીઓને મોજ કરો શેહેર બજારમાં સુખે ફરો, એમ કહીને રાખ્યો પાસ, પોતી મનડા કેરી આશ.

દોહરો—એકાંત જગ્યા આપી તહી; ત્યાં ઉતાર્યો રાજ કુમાર; ભોજન કરે મન ભાવતાં, જઈ બેસે દરબાર હાંશ વીનોદને ચાતુરી કરે, રાગને રંગ ચતુરી ચલાવે ચોગણી, જઈ અમીરની સંગ શેતરંજ ગંજીફો સોગટાં રમે અમીરની પાસ. એક ઘડી વીલો મુકે નહી તેને દીઠે મનરૂ હુલાસ પાછલો દીવસ ઘડી એક રહે, તે વખત નીશરે બહાર. બજારમાં ફરી ફરી ઘેર આવે રાજ કુમાર,એમ કરતા દીન વીત્યાબહુ, પછે કીધો મત વીચાર; આમ બેસી રહે શીધી નહી, અમીરના ઘરમીઝર, એક સમે બોલ્યો સહી, અમીર પ્રતે તે વાત; સૌદાગર એક મીત્રથી પ્રીત ઘણી મુજભ્રાત, બખેઘડા જોવા તણો મારા મનમાં હામ હુકમ હોય જોતમ તણો, તો જાઉં તે મુકામ, અમીર કહે શુખે પરવરો, એવા તે મુજ મન; ઝાઝી વાર કરશો નહી, એમ મુખે બોલ્યા વચન. વારૂ કહીને નીસરયો, ફરે તે નગર માય ચોસર રમીછે ચતુરનર જોઇને બેઠો ત્યાંય માનવિ; સૌરવે મળી પુછે સમાચાર, વટે તેવો ઉતર કહયો હરખ્યા સહુ અપરમપાર ચાર ઘડી બેઠો થકી જોયો તે ખયાલ; જુહાર કીધો સૌવને,ઉઠયો પોતે તતકાળ

ચતુર નર બોલ્યો શહી, આવજો નીત આ ઠામ આ મુકામ છે તમતણો; એમ કહીને કરી સલામ. પછે આવ્યો મુકામ તાં, કરયાં ભાવતા ભોજન; પછે અમીર રીઝો એટલે આં થય્યોાં દન. રજની વીતી રંગમા ઉદય થયો રવાર; ત્રણ પહોર કરી ચાકરી ગયો મીત્રને દ્વાર. ચોસરની બાજી રમે ભલા બે લાડી સાથ; માગ્યા દાવ લાવે સહી, એવા એના હાથ.

ચોપાઈ—ભલા ભલા નર આવે તહી કોઇ તે જીતી જાય ન હી; મુકાવે સહુના હંકર; એવો બેલાડીને પરમપાર. ઘણા દી વસ રમત રમીઆ શહી શાણઅપર મત કાંઈ તહીં પછી વી ચારયુ મન મોઝાર, હવેજાઉ ગુણકાને ઠાર, તેનાં ઘરની ચ રચા જોઉ, મારા મનનો સંદેહ ખોઉ; કોણ પ્રકારે જીતે ના ર. તેનો પુછી કહાડુ પાર. ભેદ પરપંચ કરશુ આ[illegible] [illegible] તેરા રશે મારૂ કાજ નહીતો કામ થવાનુ નથી, હીમસત મુકે થાય પંથી. એવું વીંચારી મનમાંય, ગુણકાના ઘર આગળથી જાય; નીકળી ગરમાંથી એક નાર, ઘણી વૃદ્ધછે આપરંપાર જેમ. સ્ટીક કરમાં ઝાલી ખરી, મંદ ગતી ચાલે સુંદરી; એક ચતુર નર ઉભો છે બહાર, તેને પુછી જોઉ તે વાર, આ ઘણી વ ધ ડોશીની કાય, નથી ચાલતા એના પાય; સજન સહોદર છે કે નહી, એ વદ્ધ પણ દુઃખ પામે સહી, એવાં કુંવરનાં સુણી વચન, હશીને બોલ્યો. તેમન, આ ડોશીને ગુણકા છે હાથ, એ મને પુછી કરેછે વાત; સહુ મુશાફરને લાવે અહી, રંડાને દયા ન આવે મન માહી; તેવા ફળ ભોગવે છે ઠાય, તમો શું જાણો વારતા રાયં તમો જાતે મુશાફર શહી, આજ છો

ને કાસે નહી એમ કહીને હરયો તે ઠાર મનમાં હરખ્યો
રાજ કુમાર; શલામ કરીને પળિયો, આગળ જઈને ટો
શીને તે મળિયો જઈને ચરણે નમ્યું શીશ દંડવત કરા
દશાવીશા પછે તલશાવા માંડયા પાય, રૂદન કરેછે ધાડે રાંય
ડોશી અચરત થઈને રહી મુંઝાયા તેણે વાણી કહી કોણ
છોરે ભાઈ તુતો દીન, શા કારણ તું કરે રૂદન, સુરા પાન
કાયુ છે કાય, તેથી રૂદન કરૂછુ માય, મારા ચરણ તલાંરો
આજ પુત્ર શરજ્યો તારાં કાજ, કોણ જાતીને શું છે ના
મ કયાંથી આવ્યા આણે ઠામ; એવી વાત પ્રીતે ચીત ધ
રી, ડોશી પ્રત્યે વાતજ કરી, ડોશી સુણીને હરખી મન,સા
લે લેઈને ચાલી તન; માથે તેણે ફેરવ્યો હાથ સુખે રહો
તન મારી શાથ, ખાન પાન કરાવીયાં સહી. પછી તને
વાણી કહી; અમો જાશુ માતાજી આજ પ્રધાનની ચાકરી
ને કાજ; પુત્ર જવા ચાયે તઈયાર, બોલી ડોશી તેની વાર
જાઓ પુત્ર વળી આવજો કાલ એમ કહી વળાવીયો બાળ
ત્યાંથી આવ્યા અમારને ઘેર; તે વાતની કોઈ નવ જાણે
પેર; અમીરનુ કરેછે કામ, મીત્ર સામે રમે તે ઠામ વળી ડો
શી પાશે બેશે જઇ મધુરી વાણી બોલે શહી, માતાજી ફર
માવો શહી મારે મારે બીજુ કાંઈ ન જાણું મુજને આ
શરો તમારો સહી, મારે માય બીજુ મન એક ઘડી જો મો
ડો જાય, ડોશી અન પાણી નવ ખાય; દેખે ત્યારે સુખી
થાય એવો વશ કરી તે રાય. એક સમે અમીરે આપ્યો તેહ
નમ આગળ લાગ્યોછુ એહ ખર્ચ પાણીને જોઈએ સહી

અગની કુંડમાં નીશરયો, ભમર કુંડમાં નહાય; પંડીતા
પુછે પંડીતને, તેના ફુલ વેલાને ખાય    મીઠડા ૨૩
કર વીના જે કામની, મુખ વીના જે દંત; મુવેલી જીવતાને
ગલે, તમે મોકલાવજો ગુણીયલ કંથ    મીઠડા ૨૪
રાધા તારૂ રૂશણું, જેમ આટામાં લુંણ; કરાન શરીખા પા
તળા તને દહાડી મનાવે કુણરે    મીઠડા ૨૫
જેને થર પવનના શંચરે, જેને છાયાએ ન બેશે કોય તે
ફળ તો મોકલાવજો, મારે એકાદશી વરત હોય મીઠડા ૨૬
ઉભો નર નીદરા કરે, જાકર તડકા ખાય; જેને મુછે મો
તી નીપજે, તમે ચતુર કરોરે વીચાર    મીઠડા ૨૭
શેરી ખરી પણ શાંકડી, ને નગર પાસે પણ દુર; પરણો
ખરો પણ નાનડો, મારૂ જોબન જાય ભરપુર મીઠડા ૨૮
ઊંચા ડોકનાં શારીગડાં, મધુરા મધુરા ન બોલ; હમે હઈ
યાના જાળવાં મારૂ જોબન કરેછે જોર    મીઠડા ૨૯
વેંત જેવડી વરખડી, ઢાલ જેવડુ ફુલ; કાચાં કમળ ઉતરે,
તેનુ પાકે થાએ મુલ    મીઠડા ૩૦
તનનાં કરૂ ત્રાજવાં, મનજો કરૂ બજાર; હઈયાની કરૂ હા
ટડી, હું તો વણુજ કરૂ વેપાર    મીંઠડા ૩૧
કુવા ઢાંકણુ ઢાંકણું ખેતરે ઢાકણેં વાડ; બાપનુ ઢાંકણ બેટ
ડો ઘરનુ તે ઢાંકણુ નારરે    મીઠડા ૩૨

## પદર તથો.

હરી હઠ મેલને રાધે મેરી શેગ બોલને રાધે;
અબોલા બોલને રાધે, ગુંગટડા બોલને રાધે

કઠ્યા મેરા માનને રાધે.

પડવે મોરી શાહેલડી, પેઊજી વાડીએ જાય;
પેઊંજી લાવે ડાદમ, ગોરી છોાધને પેઉજી ખાય;
હરી હઠ મેલને રાધે ૧

બીજે મારી શાહેલડી, બારોજ ઉગો ચંદ
દાડમ કેરૂ દંતડે, ગોરી આશો માંડયોછે ફંદ;
હરી હઠ મેલને રાધે ૨

ત્રીજે મોરી શાહેલડી, તરીઆજ વારોવાર;
આશું ભુલી સુદરી ભુલો કંકુને કાજળ શાર;
હરી હઠ મેલને રાધે ૩

ચોથે ચમકતી મે શુણી, જોબન બારે વેશ,
ભરજોબનમાં એકલી, જેના પીઉજી ગયા પરદેશ
હરી હઠ મેલને રાધે ૪

પાંચમે મોરી શાહેલડી, પંચ પલંગ કંથ દુર;
ભરજોબનમાં એકલી, મારૂ જોબન જાય ભરપુર;
હરી હઠ મેલને રાધે ૫

છઠે મોરી સાહેલડી, છઠીજ વારો વાર;
પરદેસીરાજ પધારશે આપણે બેસીશુ હારોહાર.
હરી હઠ મેલને રાધે ૬

સાતમે મોરી સાહેલડી, સાતેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ;
હરી હઠ મેલને રાધે ૭

આઠમે મોરી સાહેલડી, આઠજ જોડા જોડ;

પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું મોડા મોડ;
હરી હઠ મેલને રાધે ૮

નોમે મોરી સાહેલડી, નવલાંજ પેહેરૂં ચીર;
દીપક લઇ મેડે ચડ્યું મારે નયણે વછુટ્યા નીર;
હરી હઠ મેલને રાધે ૯

દશમે મોરી શાહેલડી, દશરા પુજવા જાઅ;
પુજ્યા તે નર પામીયા, મારા શાઅ જાદા ભરથાર;
હરી હઠ મેલને રાધે ૧૦

અગીયારસે મોરીશાહેલડી મે કીધી પીવરાત
પરોડીએ ઉઠી પારણાં કરૂ. મને દરશન જોયાની ખાંત;
હરી હઠ મેલને રાધે ૧૧

બારશે મોરી શાહેલડી, બારેજ બાંધયા બંધ;
દશનારા નર દસી ગયા. એતો કદીએ ના છુટે બંધ,
હરી હઠ મેલને રાધે ૧૨

તેરસે મોરી શાહેલડી, વાદળ વાધયો રંગ;
ઓશાડની મુળી એકછે, મને ડસીયા કરબા ભોરંગ;
હરી હઠ મેલને રાધે ૧૩

ચઊદસે મોરી શાહેલડી, પાશા લીધા હાથ;
મે જાણ્યુ પડસે પાધરા, એતો પડીયાછે બારે વાટ
હરી હઠ મેલને રાધે ૧૪

પુનમે મોરી શાહેલડી, પુરીજ કરજો આસ;
મે જાણ્યું હરી આવશે, હવે થઇ બેઠી નીરાશ;
હરિ હઠ મેલને રાધે ૧૫

# લાવણી હરજીલાવાલી

માલી ઊમેદવાલી દો ચાર કરત બીચાર બાગુમે ખડીયાં
મેઉ બરશત રૂમઝુમ રૂમઝુમ લગ રહી ઝડીઆં, પરથમ
કયા કહેતીરે. જળ ભરને જાતી દુશરીને બાના કીઆ
કે ગંગા નાતી તીશરી કયા કેતીરે; સીવ દરશાન કર આ
તી, ઇયુ ચારૂ મીલ મનસુબે ભઇ એકાઠી, હાંરે કાંઇ બનમ
બાગન કાળીકુ નાગન છોટી ઇયું બારા તેરા ચઉદા પંદરા
જુગતી, મહી બોલી છોટીનાર ફુલનકી બહાર માલી માંહી
સાહેલીઆં, મેઉ બરસત રૂમજુમ રૂમજુમ લગ રહી ઝડીયાં.
પરથમ કયા કહેતીરે, સુનો સખીરી બેના; કલઆવી રેનકુ
ઘર આવે સાજના, ફુલનકા બીછાઇસેજ નરમબીછાના,
સોઇ ગલે લીપડ કર ઇશક કીયા મન માના; દો છુટેચો
લીકુ બંધ, મચા ધમશાના; એસી રંગુમે કાંઇ ગુજરી સારી
રેના, સખી દેખરે હુઇ ફજર, કાચી કલીયાં ગુલાબકી છ
ડીય; મેઉ બરસત રૂમજુમ રૂમજુમ લગરહી ઝડીયાં ૧
દુસરી કયા કહેતીરે, લગી બાત કરનેકુ. મે મારૂ નેન તલ
વાર બુરે સાજનકુ, સાજનકાં એતના સુખ, કહુ કયા તુમકુ,
બાના પીનાસો રેના પલંગકુ, મેં કહુ ઉઠે ઇશ બખત
ઇશક કરનેકુ; કાંહીન કાં રાત, ફીકર નહી અગકુ. અતર
ખુશબોઇ પાસ, ફુલનકા બાસ, રહયા મેં માલીયાં,
મેઉ બરસત રૂમજુમ રૂમજુમ લગ રહી ઝડીયાં. ૩
તીસરી કયા કહેતીરે, ભર જુવાનીકા બહારે, મેને તરે તરે
કા કાયા સોલ સીનગારે, પાઉમ્યાને પાવલ બીછુવાં, ચોલી

જરીદારે, નેનુમેં મારા કજરા મારતા લેરે; મે જા સાજનસેં મીલી, પલંગ ઉપરે; મેરા રૂઠડા સાજન ના બોલા દીલ ભરે; મેરો મનકી મનમે રહી, ફજર હો ગઇ, ફીકરમે પ ડીયાં, મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રહી ઝડીયાં. ૪
ચોથી હે ચંચળ નાર, બોલી અલબેલી; મુજે બાલપનમે પીયા સાવરે ડાલી, મે જા સાજનસે મીલી, છકર ના ચલી ચડી મદન, કેક છુતીયુંસે, છતીયાં બીડી, ખુલ ગયે જોબનકા બહાર, હુંઇ ખુશાલી ગાવે મહારાજ ગીર ઉસ્તાદ પ્રેમબંધ ખ્યાલી, ભગવાન દીન દીલદાર, ગોરી તેરા યાર, ખીલાવે બીડીયાં; મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રહી ઝડીયાં.

લાવણી ૨ જી.

ઓ ભગવાન પતીના દાન, નથી કાંઇ સાન જનમ કેમ કહાડું; હું નાના કંથની નાર દુખ કયા ગાડું.

પરણાવી મારે બાપ, પોતાને આપ, કજોડા સાથે; મને
દુખ દરીયામાં ધરી પડયુ દુખ માથે  ૧
હું આવી સાસરા માંય, કંથને ત્યાંય, જગતને ધારે;
પરણ્યા પછી વરસો ચાર, થયાં, તે જયારે  ૨

જુલ.

મારે સાસુડીનું સાલ, નણંદ દે ગાળી;
જેને કંથ તણુ નહી માન, તેને દુખ ભાળી;
કોઇ સખીઓ ભેગી થાય, પાણીને આરે;
સઉ મારી મરચા કરે, કંથની ત્યારે;
મારા બાળ કંથને જોઇ, હસે સઉ કોઇ, દુખનો દરીઓ;

મારો જીવ બળેછે રોજ અગનનો ભરીઓ, ઓ ભગવાનાં
હું ગઈ પતીની પાશ, હેતથી આશ, દેખી નાશે છે જો આ
લું જમણો હાથ ચીશ પાડે છે.
હું નવ જોબનનું નાર, ભરે આ વાર, છબીલિ નારિ; મુ
ઓ જાણું નહીં કાંઈ રીત કરેછે ભારી

જુલ

હું શુંય કરૂ ઓ બાપ, દુખ દેછે
મારે હઈઓ હોળિ બરે, દુખી દીલ રહેછે;
મને ગમે નહી શણગાર, શરીરે શજવા;
વળી ભોજન વેળા પાક, ગમે નહીં જમવા;
મને વરસ થયાં છે સોળ, જોબન ઝકઝોળ, જુવાની મારી;
પિટયો એછે નાનું બાળ, વરસ દસ બારી, ઓભગ. ૨
મારે બાપે મને આબાળ, સોંપયો તતકાળ, સારૂ નવકીધું;
એ બાળકડાની સંગ કન્યાદાન દીધું.
તો બેટીને વળી ગાય, હોરે ત્યાં જાય, કશું નવ ચાલે; જેમ
હત્યારા ઓ બાગદ કસઈને આલે.

જુલ.

તેમ પીતા માહરે કરી, મને દુખદારી;
એ ફેર ગયો તે મરી કરી દુખ ભારી;
છાતીમાં ભડકા બળે, કરૂ શું સેખી;
હું લાજી મરૂછું રોજ, કંથને દેખી;
જેવી ચંદ્ર તણીછે લેજ, એવું મુજ તેજ, કોમળછું અંગે;
મુઓ લપક એતો નથી, માહારે સંગે. ઓ ભગ०

જેવી કંથ વિનાની નાર, એવી આ વાર, મને પણ જાણો;
હું પડી કથીરની સંગ, મોતીનો દાણો.
મારે વહે ચક્ષે નીર, ભીંજે છે ચીર, ચોળી પણ ભીંજે;
એ બાળ કથને જોઈ, દીલ નવ રીઝે,

જુલ

વળી સાસુ મારે બોલ, ઘણેરા મુજને;
તું પજવે છે મુજ બાળ થયું શું તુજને;
મારો જીવ બળે છે રોજ, કરૂં શું બાઈ;
સગી નાણુદીને હું કહું, મરો તુજ ભાઈ;
શું કરૂં ઈશ્વરા આ હાય, હવે શું થાય, જેહેર ખાઈ મરવું
પડી દુખ દરીયાની માંય, રહું છે રડવું એ ભગ ૪
મારૂં મન થાયછે ખાખ ઉડે જેમ રાખ, જનમ શીદ આપ્યો;
પ્રભુ મારે કરમે કયાં; વિટયાને થાપયો;
મેં કરયા નથી કાંઈ પાપ, જગતના બાપ, ગુન્હો શો પડિયો
તે મુજ અબળાને કાજ, આવો કયાં ઘડીયો.

જુલ.

હું હતી કદી વિધવા તો આથી સારૂ,
પણ જોઈ ફોગટનો કંથ, બળે મન મારૂં;
મરૂં ઘણું થાય છે ચીત, રમવાને જારી;
પણ રહુંછુ અટકી લાજ, કુળની ધારી,
મને ઘણો કામનો તાપ, કહુંછું આપ; નથીરે ખમાતું;
મારૂં વીરય પિડા કરે, નથીરે દબાતું એ ભગ. ૫
હું જઉ મહીયરની માય, ભ્રાતને ત્યાંય, કદી કો વારી;

મારી ભોજાઇ મારે બોલ, ઘણા દુખદારી.
હું મનમાં સમજી રહું, હુંકારા સહું, બોલ ભાભીના;
હવે કાંઇ નથી ઉપાય, વીના ફાંશીના.

ઝુલ

ઓ ઇશ હવે તો સુણ, પતી કર મોટો;
તુજ ઘર જોડાવર તણો, પડયો શો ટોટો;
મારો પાપી હતો જે બાપ, પીટયો હત્યારો;
તેણે કરયો નહી વિચાર, જરા કાંઇ સારો.
કેહેછે જે ફળીદાસ, ઇશની પાસ, જોડા તું કરજે;
અબળા જાતીની અરજ કાનપર ધરજે.
ઓ ભગવાન પતીના દાન, નથી કાંઇ સાન, જનમ કેમ કા
ઢું હું નાના કંથની નાર; દુખ કયાં ગાડું,

## લાવણી ૩ જી

ભરથાર પાણ આધાર, સુખ દેનાર ગયો કયાં ઉડી;
તુજવીણ નાથ માહારી, દશા થઇ ભુંડી,
તુજ વિણ મુજને પ્રાણ ગમે નવ જાણ કરૂં શું હાયે;
મુકી મુજને એકલી ગયો તું કાંયે;
પ્યારીનું દુખ તેં યાર; ધરયું ન લગાર ગયો કયા ચાલી;
તુજવીણ ગાલની ઉડી ગઇ સહુ લાલી.

ઝુલ

સહુ ઉડી ગયું મુખ તણું નુર ઓ પ્યારા;
તુજવીણ નેત્રથી વહે, આંસુની ધારા;
ઉરમાળ મુઇ સુકાઇ. શકિત નવ કાંઇ;

લકથડીયાં આવે અરે, હીંડતાં આંઇ;
ઓ સુખ દેયાણ ભરથાર, પ્યાર કેમ છોડયો;
બીજી કેઇ પ્યારી સાથ, પ્યાર જઇ જોડયો;
દિન રાત દુખમાં રહું કુવામાં પડું મરૂં કે ઝુડી,
તુજવીણ નાથ માહરી દશા થઇ ભુંડી;
દુખમાં બચવાને કાજ, દીશે નવ આજ, અરે કઇ આરો
હું અભાગણીને હાથ, ગ્રહી કોઇ તારો;
પીડે પતી મુજને કામ, આઠરે જામ નથી રેહેવાતું
આ કામાગ્નીનું કષ્ટ, નથી શાહેવાતું,

ઝુલ.

આવે નહી આંખની માંહે, ઉંઘ લગારે;
તમ વીના શ્વામી થાય, સોચના ભારે;
કાળજુ કોલી ખાય, મદન અત્યારે;
બેઠીને દુખ ટાળશો, કહો કંથ કયારે;
છાંટી અમ્રત રૂપી નીર, નણદના વીર, જુઓ મરૂ ઝુરી;
તમ વીણ નાથ મહારી, દશા થઇ બુરી;
મનમાં અતીશે મુંઝાઉ, દુખી બહુ થાઉં, ધરૂ કયમ ધીરે;
તુ છાંટ ધીરજનું અરે નાથ મુજ નીરે;
સજવા નવ દે શણગાર, અરે ભરથાર, સગાં વહાલાં કોઇ
કયમ ગાળુ દુખમાં દીન, પ્રાણ પધારા જો;

ઝુલ.

નવ મેરા આંખની માંહે, આંજવા દેરે;
નવ સુંઠું ખાટલા પરે, એમ સહુ કહેરે;

મુજ અરે કાન કોટને કરણુ ચરણ પણ મારા;
વરવા દીસે શણગાર વીણ ઓ પયારા;
બાવળીયા જેવા હાથ દિસે છે નાથ વિનારે ચુડી;
તુજ વિણુ નાથ માહરી, દશા થઇ ભુંડી;
મુજ સહીપણીયો સરવ, ધરીને ગરવ, ઠમકતી ચાલે;
નિજ પતિશું વાતો કરે, હરશામાં માહાલે;
ચાવે નીત્ય પાન સુપારી, પ્રાણને પયારી, જે સુખકારી;
ચર ચર છાતી બળે, દીઠે તે મારી;

ઝુલ.

નીજ વરના દોસ્તથી વાત કરે ભલી ભાતે;
સહુ સઇકરને ઘેર જાય હરષથી ખાંતે;
કાંઇ નવા જુનાની વાત હરષથી બોલે;
સુખમા સરવે સહીયરો, આહોનીશ ડોલે;
સહુ ગુંથે શિરના કેશ, જરૂર હમેશ, (પણ) મનેતો મુંડી;
તુજ વિણુ નાથ માહરી દશા થઇ ભુંડી.
સંતોષ ધરત હું મન, કદાપી તન હોત મુજ પાસે;
પણુ તેતો નવ તેહથી, થાઉ નીરાશે,
પુત્રનાં કરીજ લગન, થઇજ મગન, મોડ મા ઘાલે;
લાવો મેં ત નવ લીધ અરે આ કાળે.

ઝુલ.

વિધવા મશુ છે શીર, વળી વાંઝણી;
જણુતાં કયમ ઝેર ન દીધ, માત શું જણી;
પ્પયારી પાતી રહે ઘર માંડી, ન લહાવો લીધો;

ઓ જુલમ પાપી તેં પતી જઇ શો કાધો;
નવ તેજ શરીર પર લેશ, કાળી થઇ મેશ, મટીને રૂડી;
તુજ વીણુ નાથ માહરી દશા થઇ ભુંડી;
ઓ સુખના સુરજ મુજ, કહુંની તુજ, અસ્ત કયાં પામ્યો;
તુજ નીરાશ કરી નારીને કયાં વીસરામ્યો.
તુજ પાણ પધારી સુકાય, કાય ભેદાય, અરે તે કેરી;
તુજ ગએ સાસુને નણંદ, થયાં છે વ્હેરી.

જુલ.

નવ ખુણો હુંથીજ પળાય કાયા કરમાએ;
જમવાને નાંતની માંહ, વળી ન જવાએ:
ભર જોબન મારૂ જાય, અરેરે એળે.
નવ ભોગવનારોઃ ભોગી વડ પડયો કેળે,
જો રમુ જાર તો અરે, પાપણી અરે કહાવું કુંડી,
તુજ વીણુ નાથ માહારી, દશા થઇ ભુંડી.
કલપાંત કરયાથી કાંઇ વળે નવ આંઇ જીવતું જોને,
નવ ગયું ફરીથી મળે રૂવે કે શાને,
ભજ ભાવ થઇ ભગવાન અરે નાદાન જીવડા આજે,
થશે પુનરલગ્ન પ્રભુ કરે, હશે દુખ પ્રાજે,

જુલ.

રોવાથી જરૂરી જશે, અરેરે આંખે,
માટે જગદીશનું જરૂર નામ તું ભાખે,
શીખ ભુલાખીની ધરૂ કાન, કરી સન્માને,
એથી પુનરલગ્નની આશ, પુરે ભગવાને;

નવ ગયો નાથ કદી જડે, બધે આથડે જોયાથી ઘુંડી,
તુજ વીણુ નાથ માહરી દશા થઇ ભુંડી,

## લાવણી. ૪ થી.

સુણ સહયર મારી આજ, દુખની દાઝ જઇ કયાં બોલું,
અંતરનો પડદો અરે કયાંહા જઇ ખોલું;
હું વરસ પાંચની હતી નોહોતી મતી ગતી પણ કાંઇ,
પાપી પીતાએ ઝીકી ખાડની માંહીં,
જોઇ કુલીન નાતનો વર. સારૂ જોઇ ઘર મને પરણાવી,
દિધ ત્યાં તો કન્યાદાન હાથ મેલાવી,
વર વરસ દીનનો ઘરેણેજ સણગારયો,
લાજે છુપી જોતા કામ એનો સારો,
હું વરસ ચઉદની થઇ, સાશરે ગઇ પેહેરી ઘરચોળું,
અંતરનો પડદો અરે કયાં જઇ ખોલું
પાથરિયો હતો પલંગ, રમવાને રંગ પેઉ પધારીને,
કિધ સાફ ઉપર રૂડી ચાદર ઓછાડીને,
પતિ ગયા પછી હું ગઇ, મેડીની માંહી, ગઇ સુવાને,
નસકોરાં બોલતાં હતાં તારે સુવાને,
સુતોતો પાસા ભેર ઊંઘની માંહે,
ઢંઢોળો મેં બહુ પેર. તેહને ત્યાંહે,
તે ઉંઘુ કરવાને જાય પેખવા ચાહય આવે વળી ઝોલું,
અંતરનો પડદો અરે જઇ કયાં ખોલું.
ચાંપવા માંડયા મેં પગ, કુચમસના ઠગ, સુગ બહુ આવે,
મનમાં ત્યાં મસ મુઝાઉ, કરૂં શું હાવે;

દીસંતુ નહાનું બાળ, બોલતાં લાળ, પડે મુખેથી,
વળી ગમાર સમ ચાલથી, બહુ દુખેથી;
ઢંઢોળયો મેં બહુ વાર, તેહને ત્યારે,
મુખ વદી ક્રૂર ઉચ્ચાર, ચુંટી કરી ધારે,
જા તાડી માની રાંડ, ઉઠને ગાંડ, શીદ ઢંઢોળુ,
અંતરનો પડદો અરે ક્યાં જઇ ખોલું.
માતની નીશાની આજ, ચડી મને ઝાંઝ, કહીશ મુજ માને,
શું કરવા મોકલી હતી, રાંડરે આને;
મેં કહ્યું સુણો સ્વામી, શિશ નામી, વહુ છું તમને,
સંસારની રીત થકી, બોલાવો અમને,
કેમ કઠણ થયા છો તમે, કહો સમ મારા,
અબળા શું કરીએ અમે, પ્રાણના પ્યારા,
કેમ તરછોડો છો આમ, માહરા શામ, રિપુ તન છોલું;
અંતરનો પડદો અરે ક્યાં જઇ ખોલું
મેં સમજાવ્યો બહુ રીત, ધરીને પ્રીત, સમજ્યો ત્યારે,
કરવા દે મુજને શયન; પછીથી હારે,
તેપણ નવ શમજે કાંઇ, કરે મશતાઇ કુચપર મુખ દે
ઓ શાઇઅર એવી રીતે, દહાડી તે દુખ દે
વળી ગાળ ભાંડીને આળ, ધણીક ચઢાવે
ધરી કાળ સીરના વાળ, એરશ રીબાવે,
પહેવે એમ મુજને ધણીક ન એતો ઠીક દુખમાં ડોલુ
અંતરનો પડદો અરે જઈ ક્યાં ખોલુ;
મારો વર નાનેરો બાળ, જાય નીશાળ મરૂ શરમાઇ

છોરૂમાં રમવા જાય, કરે ઉપમાઈ
વળી લાજ કાઢતાં પરમ, મુજને શરમ, મનમાં આવે
આ કરમ તણો કહો મરમ. કોણ બતલાવે
પાણી ભરવાને કાજ, જાઊંછુ જયારે
સઈઅર કેરા શાથમાં, નડે છે તારે
સખી દાજ મુજપર ધરે, મશકરી કર, ગીત ચંચોળુ
અંતરનો પડદો અરે જઇ કયાં ખોલુ
હું મરીશ કમોતે જાણ, સઇઅર પ્રમાણ, નહી રહેવાયે
નાનેરા વરનુ દુખ કેમ સેહેવાએ
આ કહુ કોણને વાત, માહરી જાત, બળી ગઈ બેહેની
નાનેરા વરનો ઊપાય કે તુ કહેની,
હું જાણું બાપ કુંએર, હુલેર થાવાને.
પણ મૂઢ તણી સી પેર, ભમુ એ બહાને,
એ દુખે કરી સુકાઊં જેરરે ખાઊ કુવો કે ખોળું
અંતરનો પડદો અરે કયાં જઇ ખોલુ
હું ન[illegible]કલંકીછુ નારીં લાજન મરી મન મૂઠી વાળું.
વળી સાત વિતે ભવ આમ એમ સંભાળુ.
ભવ એકતણો છુટકાર કરી વિચાર કેમ ના કરીએ,
આ બળા ઝળા બાધાની માફક ફરીએ,
નથી અરે ગોઠતુ બેહેન ચેન નથી પડતુ,
આંસુથી ભરાએ નેન, રોજ ડીલ ગળતુ.
દુખપડયું ખુલાખી ઘણું, સુખ નવલાણું માણસ મળુ શોહોલુ
અંતરનો પડદો અરે કયાં જઇ ખોલું

## લાવણી

ગુલ ચુમનમે બીછુ છુપા ખડા જેહેરીહે, કયુ કરકે બાગમે જાઉ મેરા બેહેરીહે બીજલશમે પુકારા કીયા કામના બોલી, મેં લઇ જોગનકા બેશ હાથમે ઝોલી કાનુમે કુંડળ નાક ગળે બીચ શેલી મેરી શંગકી સાહેલીયાં ચાલો શંગ અલબેલી હાથુમે મેરે રૂકશારી અંખ કેરીહે કરયું કરકે બાગમે જાઉ મેરા વેહેરી હે

મે ગઈ બાગમે ખીલ રહી હરીયાળી, દરખતપે ભવરાકી રતા ડાલી ડાલી ભવરેને પુકારા કીયા કે નહીં હુ માલી, માલીકી માલન ખડી હે જાદુવાલી ચલ નીકલ યાંસે બહાર જંગલ લેહેરીહે, કયુ કરકે બાગમે જાઉમેરા બેહેરીહે

મે ફુલ તાડને દરખત ઊપર ચડ ગઈ બીછુને મારા ડંખ કે નીચે ગીર ગઇ, મેરી સંગકી સાહેલીયાં દોડોને મેતો મર ગઇ માલીકી માલન મુજેભી જાદુ કર ગઇ ચલ નીકલ યાંહાંસે બહાર જંગલ લેહેરીહે કયુ કરકે બાગમે જાઉ મેરા બેહેરી હે

સબદુકે ભરે ભંડાર નહી કીનારા, ચંગ ઉપર તોરા જળક રહયા કીનારા હે તુકનગીરને જડશે બીછુ ઉતારા ચુસનકે નુગરા હો ગયા પારમપારા એ ચુનીલાલ બમનકી ગત નયારીહે કયુ કરકે બાગમે જાઉ મેરા બેહેરી હે

## ભદ્રકાળિનિ લાવણી

ધન્ય ધન ભદ્રકાળી મેં જોયાં નજરે ભાળી,
એ ત્રણ દરવાજા વાળો, મેં કરયાં દરસન;

જેની શોભાનો નહી પાર, દરશન કરે નર નાર,
દીશે બદ્ર ભયંકાર, હું થયો પરશન
સહુ જાજો બદ્રને દેરે, લોકો થીફળ વધેરે,
માતા શણગાર પેરે શોભા છે રૂડી,
મમાયા રૂપે કાળી, જગતની દીન દયાળી,
કંઠે ગજરા નાકે વાળો, એને હાથે ચુડી; ૨
હું જોવા ગયો ચાલી, મા ઉભી ખડક ઝાલી,
એણે હાંશડી તુળસી ઘાલી, પેહેરયાં ચીર ચોળી,
સહુ જોવા જાજો શાથે ઘુઘરી પુચી બાંધી હાથે;
શોભે મુગટ માથે, એવી બદ્રભોળી. ૩
માને સણગાર ચઢયા છે; પુંઠે તકતા જડયા છે.
દવાર પીતળે મઢયા છે, દેવી છે શનમુખ;
જોતાં અકલ થઇ જાઅ ગાંડી મેં જોયું નજર માંડી
અંદર લટકે છે હાંડી, બહાર એક ઝમરૂખ. ૪
ત્યાં થાય ઘંટનો ઘમકો, માનો વાગે ઝાંઝર ઝમકો.
ત્યાં ભકત કરે છે ઠમકો, શઉ શેવક જાગે;
ઘણા ભક્ત ધરતા ધીયાન, વંઝા માગેરે સંતાન;
ગુનેગાર પકડે ગાન અને થેઇ થેઇ નાચે ૫
ત્યાં ગારદી ઘણા ફરે, આખો દીન ફેરા ભરે;
ખુબ રિતે ચોકી કરે, આખી રાત જાગે.
હું મંમાયાને માનું એનું નથી કાંઇ છાનું;
કાળી પુંઠે કેદખાનું ત્યાં બેડીઓ વાગે. ૬
ઉપર ઘડીયાળ છે ઠેક, ગારદી બેસે છે હેઠ;

આંજ પડે થાય પ્રેટ, ત્યા હાજરી લે છે.
શુક્રવારે પોકા પોક, રવીવાર ટળે શોક;
આંજે જાય લાલ સોક, તે ત્યાં ઉભા રેહે છે. ૭
અમદાવાદ સારૂ શેહેર, મમાયા કરજો મેહેર;
અઉને થાય લીલા લેહેર એટલું માગુ;
કહેછે વલભ સુરજરામ છઈએ રાયપુરમાં મુકામ;
મપ્પાલીની પોળમાં ઠામ, હું પાય લાગુ. ૮

## વીંછીની અરબી રાગ, પરજ

અરરર માંડીરે છાણા તે વીણવા ગઇતી, મા વીંછુડો,
અરરર માડીરે સોબત શહીની થઇતી, મા વીંછુડો,
અરરર માડીરે છાનો માનો લપાયો, મા વીંછુડો.
અરરર માડીરે વાંકો વળી ડંખ મારયો મા વીંછુડો.
અરરર માડીરે નાસતાં તેને ભાળયો, મા વીંછુડો,
અરરર માડીરે આ સી લ્હેરો આવી, મા વીંછુડો,
અરરર માડીરે સહીયર વેડી લાવો, મા વીંછુડો,
અરરર માડીરે સસરાને તેડાવો. મા વીંછુડો;
અરરર માડીરે પડદાને બંધાવો, મા વીંછુડો.
અરરર માડીરે સસરા અહીયાં આવે, મા વીંછુ ડો
અરરર માડીરે ગાડી બેસવા લાવે, મા વીંછુ ડો
અરરર માડીરે કાણુપર લઇ ચાલો, મા વીંછુ ડો
અરરર માડીરે રેશમ ખુ બોલાવો, મા વીંછુ ડો
અરરર માડીરે વીંછુડો ઉતરાવો; મા વીંછુ ડો

અરરર માડીરે વીછુંડે વેર વાળયાં, મા વાંછુ ઓ
અરરર માડીરે હરખ હઈયાંના ટાળયાં મા વીંછુ ડો
અરરર માડીરે ભોજનીયાં ન ભાવે, મા વીંછુ ડો
અરરર માડીરે સુતાં નીંદ્રા ન આવે, મા વીંછુ ડો
અરરર માડીરે ઓરડમાં ઢોલિયા ઢળાવો, મા વીંછુ ડો
અરરર માડીરે પરણ્યાને બોલાવો, મા વીંછુ ડો
અરરર માડીરે સીરાને કરાવો, મા વીંછુ ડો
અરરર માડીરે પરણ્યો કોળીયા ખવરાવે મા વીંછુ ડો
અરરર માડીરે વીંછીની વેદના ભારી, મા વીંછુ ડો
અરરર માડીરે દુનીયા રહીછે હારી, મા વીંછુ ડો
અરરર માડીરે વીતે તે સહુ જાણે, મા વીછુ ડો
આરરર માડીરે ગાયું તેરે ટાણે, મા વીંછુ ડો
અરરર માડીરે ચકાલાલે ચિત ચાઈ મા વીંછુ ડો
અરરર માડીરે ગરબી રસીક ગાઈ મા વીંછુડો

## ગરબી.

આવરે હરી બીંદરા બનમે.
સામીજી બંસીયા બજાય કાનુડા;
આવરે હરી બીંદરારે બનમે.
નેહ લગાય મન મોય લીએરે, હરી બીંદરારે બનમે;
આવોતો શેજીઆ સમારૂં, કાનુડા આવોરે૦ ૧
રંગ રંગીલી બ્રીજ નારીરે, હરી બીંદરારે બનમે;
હીલ મીલ ગરબા ગવાડ, કાનુડા આવરે૦ ૨
રાધાજી પાનીડાં સાંચરયાંરે, હરી બીંદરારે બનમે;

સોલસે ગોપીઓની સાથ, કાનુડા આવરે૦ ૩
કાંઠડે ઉભો કાનુડોરે, હરી બીંદરારે બનમે;
હરી મોય કાંકરડી ન માર,કાનુડા આવરે૦ ૪
બેડીલો મારો નાંદસેરે, હરી બીંદરારે બનમે;
દેસામે મુખડાસુંગાળ, કાનુડા આવરે૦ ૫
કાન હરી બનમે ગ્યારે, હરી બીંદરારે બનમે;
સોલસે ગોપીયોને સાથ, કાનુડા આવરે૦ ૬
મહી લુટે મારી મટુકી ફૂટેરે, હરી બીંદરારે બનમે;
કાનાજી કયાં કરોછો આળ, કાનુડા આવરે૦ ૭
કહયો હમારો માનો નહીરે, હરી બીંદરારે બનમે
કરસાં કંસને પુકાર, કાનુડા આવરે૦ ૮
સુભેચચુક કહે સાંભળોરે, હરી બીંદરારે બનમે;
હરી હઠ મેલને લગાર, કાનુડા આવરે૦ ૯

## લાવણી

મેં ભરી નીંદમેં શુઇ એ રાગ

તું કામણ કરી કયાં જાય, નંદલાલ લહેરી;
તારી બંસી ડંસી, સરપણ ઝાઝી ઝહેરી. ટેક
તારી બંસી સુણીને, આવી છોકરાં છાડી;
બહુ બની ગઇ સુલતાન, કેવી થઇ ગાંડી;
જેમ ઉનાળે, હીંડોળે ચડેછે કેરી, તારી બંશી ૧
મેં મેલી માતની લાજ, કાજ શાહુ ભુલી,
પીઉજીને પડતો મેલી, ફંદમાં ફુલી.
મારાં અંગો શહોદર, સરવ કરયાં મેં વેરી. તારી૦ ૨

તારે માંથે મુગટ, ચળકે લળકે મોતી;
પીળો પટકો, લટકો ચટકો હું જોતી;
મન મોહન લગાડયો, પીછું પીતાંબર પેહેર્યો. તારી બંસી ૩
તારૂ રૂપ ભુપ, અનુપ જોઈને મરીયે;
તુજ વીના કાંઇ, કામ કહો કયાં કરીએ
ગોપી ઘેરવાને આંખ, રાખોછો ઘેરી. તારી બંસી ૪
શું ઉડપો તમારો ભાવ, લાહાવ નથી લેતા;
હું પલ્લો પકડી રહી, ઉતર શો દેતા;
મારા ઉપર નથી નેહ, નજર ક્યાં ઠેરી. તારી બંસી ૫
જવાનો કરોછો વીચાર; હું શમજી ગઈછું;
પણ કેમ જવા દેઉ, પાલવ પકડી રહીછું;
શું નાશો વલ્લભ નાથ, મરદ છો કે મેહેરી તારી બંસી ૬

## સુરતની લાવણી.

સુરત સોનાની મ્હોર; સાત આગળ બીમ પોળ;
તેનુ કામછે ઓર, સોભા સારી;
ત્યાં ગાડી ઘોડા જાય, શ્રાવણ મહીને શરતો થાય
તોફાન મારગ માંય, બેઅને નાખે મારી ૧
પેહેલી ગોડ દાડની ચોકી, ત્યાં સીપાઈ રાખે રોકી
પઈશા લેછે મારી ઠોકી, પછી જાવા દેછે,
બીજો બામણીઆનો ઘાટ, ગાડીની ઠાઠાઠાટ
જે જાય જોવા માટ, તે ત્યાં ઉભા રહે છે. ૨
આડીવાળા જબરા જોય, ત્રીજો મુકામ પીપરોદ,

ત્યાં થાય ગોદા ગોદ, મારે મ્હોંની ડકર,
ત્યાં શોભા એવી હુઈ, કાચાં ગોધા જાય સેઈ,
ત્યારે આવે સકર કુઈ; પછી રણનુ ચકર. ૩
છઠો ગવિયલમો મુકામ, પછી બંગલીનો ઠામ,
તે દેખી આવે હામ, સહુ ખુસી રહે છે,
પછી ચોર આંબલે જાય, એટલે શરત પુરી થાય
ત્યાં હરાય કે જીતાય, નાણું ગણી લેછે. ૪
પછી જાય ગામની મહીં, ઉતરે ઊતારો હોય તહીં,
હાકનાર પડે ઘેલો થઈ, તે નરમ થાય છે,
બીજા શોભતી બેલને જુએ, પાણી લેઈને ઘીણ ધુએ,
નવરાવે લુગડે લુએ, પછી દરીયે જાય છે ૫
મળી નહાવા જાય ખુશથી, એટલે ઉડી જાય સુસ્તી;
ત્યાં શુરા કરે કુશ્તી; ઘણો હરખ ચડે;
પછી દરીયામાં નહાવ; ત્યારે હનુમાનમાં જાય;
પછી ઘી ખીચડીઓ ખાય; એવે શાંજ પડે;
સાંજે ગાડીયોને છોડે ધીરે ધીરે બેલને જોડે.
વળતી વખત ન દોડે સહુ ઘેર આવે,
પછશી વાપરે અચોક કોઈના મનમાં નહીં શોક;
શોખી શુરતનો લોક સારૂ ખાવું ભાવે:
શુરત સારૂ શેહેર સહુને કરજો લીલા લેહેર.
પારણાં બંધાય ઘેર ઘેર, એટલુજ માગુ.
કહેછે વલભ સુરજરામ, અમદાવાદમાં મુકામ;
જીવને રામપુરમાં ઠામ, હું પાય લાગુ. ૬

## લાવણી

અદબીચ મોખત તોડી એ રાગ

જુઓને જશોદા માવડી;
તારો કાંનો છાનો માનો, છોડી ગયો ગાવડી;
તારા દીકરાનું જોર ઝઝું, એણે હુડ મસ્તી કીધી;
મારી વાછુડી છોડી છાનીને, ધવરાવી દીધી;
તમે ચહડાવી મેલ્યો મોડેડે, ત્યારે એવી રમત આવડી તા,
મેં ગાયને ગોતર મેલ્યું, પછી હું ઘરમાં ગઇતી;
કાંઇ પણ જાણતી નહોતી, કાનો આવ્યો કઇથી;
એ ગાયને છુબીલે છોડતાં, ભાગી ગોતાની નાવડી તા, ૨
કહે જશોદા શાસું ન માનું, તું શું કહેવા આવી;
તારે હેવાનો ઠપકો, કેમ નીચાની નવલાવી;
નારી કહે વલ્લભના નાથની, હવે કાડી લાવીશ પાવડી. તારો૩

## ગરબી

ગોળીફોડીરે ગોળીફોડી, જુઓજસોદા ગોળીફોડી. ટેક
છાનામાનામારૂં માંખણખાધું, ગ્રાસનો પીધો ડીઘાડ'. જુ૦ ૧
ગાયની ગમાણમાં ગોવિંદ પેઠો, વાછડીને છાનીછોડી. જુ૦ ૨
ગેડી ઊંચાં શીંકામાં મેરવી, તાણીને નાખ્યું તોડી. જુ૦ ૩
નીશાની બંધ બતાવું તમને, આવ્યોતો કાળી કામળીઓઢી૪
ત્રીકમ તમારો તોફાન કરેછે, વ્યાસવલ્લભ કહેકરજોડી. જુ૦ ૫

## ગરબી

મારે ઘેર આવો નંદલાલા. એરાગ.

કે કંસરાયને કેહેવા દો કાહાંના;

